# : સંભારણાં :

— કેટલાંક [illegible] કાવ્યો — ૧



હીરાલાલ છો. બક્ષી.

સન ૧૯૩૦
આવૃત્તિ પહેલી:
આ આવૃત્તિના
તમામ હક્ક
પ્રકાશકને
સ્વાધીન છે.

# અનુક્રમણિકા



---

મુદ્રક:
મૂળચંદભાઈ ત્રીકમલાલ પટેલ
ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ
પાનકોર નાકા : અમદાવાદ

# સંભારણાં

કેટલાંક બાલકાવ્યો :

હીરાલાલ છો. બક્ષી બી. એ.

પ્રકાશક :–

પરીખ જગનદાસ મોતીલાલ

બુકસેલર રાજપીપલા

૦-૩-૦

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૫૫૦૯

# :: મીઠાં સંભારણાં ::

તે દિવસનાં મીઠાં સંભારણા મ્હને હજી યાદ છે. તે દિવસે સવારે ફેલોશીપ સ્કુલના બાગમાં દાખલ થતાં ભાઇ બક્ષી એમનું એકાદ ગીત બતાવતા અને શાળાની બાલમંડળી વચ્ચે બેસી હું એ ગીત ગાતો. ઘણીયે વાર ગીતના તાલમાં મસ્ત બની મસ્તીલા બાલમિત્રો તાળીઓનાં તાલ પૂરતાં અને એમ સા કિલ્લોલ કરતાં; એમજ આ ગીતો બાળકો હોંશે હોંશે ગાશે અને ઝીલશે: અને પછી? અત્યારનાં એમનાં બાળપણનાં મીઠાં સંભારણાં મોટાં થશે તોય સંભાર્યા કરશે.

૨૨ : ૧૦ :' ૩૦ જમનાદાસ દાણી

ન્યુ ઈરા સ્કુલ
મુંબઇ. ૭

# મોટી બેન

જ્યોતિ મારી મોટી બેન
સૌને લાડ લડંતી બેન
વ્હાલી વ્હાલી લાગે બેન
માતાને બહુ પ્યારી બેન.

સાથે રહેતાં હુંને બેન
રમતાં જમતાં મોટી બેન
ભણતાં સૂતાં મોટી બેન
નિશાળે પણ જ્યોતિ બેન.

કાલાં ઘેલાં કરતી બેન
અમને બહુ રીઝવતી બેન
ઘરમાં કામ કરંતી બેન
માંદે સાજે મોટી બેન.

એક દિવસ ના દીઠો બેન
મોટેથી હું બોલ્યો 'બેન'
પણ ના બોલી મોટી બેન
આખર રોયો બોલી 'બેન'.

લોક કહેકે ગઈ એ બેન
સુતી તે ના ઉઠી બેન
ક્યાં ગયાં તે કહેશો બેન ?
પાછાં શું ના વળશો બેન ?.

# નાચે મોરલો

મોતી ચરંતો નાચે મોરલો
કુદકો ફરંતો નાચે મોરલો.
કલગીવાળો નાચે મોરલો
છોગાળો એ નાચે મોરલો.
ડોક નચવતો નાચે મોરલો
ભાન ભુલવતો નાચે મોરલો.
કામણગારો નાચે મોરલો
સોહાગણનો નાચે મોરલો.
લીલમ લીલો નાચે મોરલો
રસનો રસિયો નાચે મોરલો.
મયૂરીરાણો નાચે મોરલો
દેહે રૂપાળો નાચે મોરલો.
છત્તરવાળો નાચે મોરલો
ઢેલણ રીઝવતો નાચે મોરલો.
વાડીએ ઉડતો નાચે મોરલો
આંસુ ઝરંતો નાચે મોરલો.
'પિયૂ' ટહુકતો નાચે મોરલો
મેહૂ બોલવતો નાચે મોરલો.
રસનો તરસ્યો નાચે મોરલો
પિયૂષ વર્ષી નાચે મોરલો.
થનગન થનગન નાચે મોરલો
રમઝમ રમઝમ વરસે મેહૂલો.

# ભાભી

વાડીમાં ખીલતો મધુર મોગરો
ભાભીને ચોટલે મ્હેકે મોગરો.
આકાશે ટમકે ટમટમ તારલા
ભાભીની કીકીએ આવી સમાણા.
આંબાની ડાળે કોયલના ટહૂકા
ભાભી હમારાં એવાં મીઠલડાં.
ભાભીને ભાલે રાતા ચાંદલા
આભલે ઉગતા સૂરજ સરખા.
વેલના વળવાં ગગન ગામી
ભાભીનાં ઉડવાં એવાં સુહાગી.
કેળનાં ઝુલવાં કામણગારાં
ભાભીનાં ડોલવાં એવાં હમારાં.
સરવર કાંઠડે કમળનાં ખીલવાં
ભાભીનાં હસવાં એવાં રૂપાળાં.
અંધારી રાતે વિજળીના દીવા
અમઘર ઉજળાં ભાભીથી એવાં.
ચોકને આંગણે મોરલો નાચે
ભાઇને અંતર ભાભી નાચે.
સુરજ ડુબતે ફુલડાં નમતાં
ભાઇના દીઠે ભાભી એવાં.
ભાઇને ભાભી અમ્મર તપજો
સૌને ભાભી એવાં મળજો.

# નાચે મોરલો

રૂપેરી આંગણે નાચે મોરલો
ભાભીને ઓઢણે નાચે મોરલો.
વાડીની મેંદીએ નાચે મોરલો
ભાભીની સેંથીએ નાચે મોરલો.

ઘરને ઓટલે નાચે મોરલો
ભાભીને ચોટલે નાચે મોરલો

ચંદનીને ચોકે નાચે મોરલો
ભાભીની ડોકયે નાચે મોરલો.

આંબાને છત્તર નાચે મોરલો
ભાભીને અંતર નાચે મોરલો.

શેરીએ શેરીએ નાચે મોરલો
ભાભીની મેડીએ નાચે મોરલો.

વાંકેલા કુમ્મર નાચે મોરલો
ભાભીને ભમ્મર નાચે મોરલો.

તેજની પાંખે નાચે મોરલો
ભાભીની આંખે નાચે મોરલો.



## વરસાદ

વા વાયો, વરસ્યો વરસાદ,
મોંઘેરો લાવ્યો પરસાદ;
બાર માસનો આવ્યો દૂત,
સૌનાં ગાનડાં કરતો ખુશ.

નદીઓ નાળાં ભરપૂર થાય,
સાગર સરિતા જળ ઉભરાય;
દાઝયા ડુંગર લીલા થાય,
ખેતર સૌ હરિયાળાં થાય.

ઢોરઢાંક સૌ રાજી થાય,
ખેડુતનાં હૈયાં હરખાય;
નવપલ્લવ કુદરત રસબોળ,
મોર–મયૂરી કરે કલોલ.

નેવે નેવે નીતરે નીર,
બાળક કરતાં ઝીલ્લોઝીલ,
વિજળી ચમકે, ડંકા થાય,
પેટ ભરી બાળક હરખાય.



## માડીનાં હેત

કોઈ કહેશો મ્હને એ કેવાં હશે
માડીનાં હેત તે કેવાં હશે?
કોઈ કહેશો મ્હને એ કેવાં હશે?
ખોળે રમાડતાં ને હૈયે દબાવતાં,
માડીનાં વ્હાલ તે કેવાં હશે?
કોઈ કહેશો મ્હને એ કેવાં હશે?
ભાઈને સુવારવા અણમીંચ આંખે,
મીઠાં હાલરડાં એ ગાતાં હશે;
કોઇ કહેશો મ્હને એ કેવાં હશે?
ભણવાને જાઉં હું નિશાળે એકલો,
માડીના જીવ શું અરધા હશે?
કોઇ કહેશો મ્હને એ કેવાં હશે?

પાછો ફરતો હું આથમતી સાંજે,
દૂધ કટોરા શું ભરતાં હશે?
  કોઈ કહેશો મ્હને એ કેવાં હશે?
ભાઇને જીવારવા ભૂખમરા વેઠી,
કડવાં ઓસડ કેમ પીતાં હશે?
  કોઇ કહેશો મ્હને એ કેવાં હશે?

શેરીઓમાં જાઉં હું બપોરે રમવા,
માડીના જીવ શેં ઝંખતા હશે?
  કોઈ કહેશો મ્હને એ કેવાં હશે?

તાઢ ને તડકો જાઉં કદી ઘૂમવા,
માડીની આંખ ત્યાં શીળી ઘરે;
  કોઇ કહેશો મ્હને એ કેવાં હશે?

પાછા ફરંતાં જો વાર કદી લાગે,
માડીના જીવ કેમ ઝુરતા હશે?
  કોઇ કહેશો મ્હને એ કેવાં હશે?

પળવાર વેગળો માડીથી થતાં,
માડીની આંખડી વીલી દીસે;
  કોઇ કહેશો મ્હને એ કેવાં હશે?



# દીવાળી

આવી દીવાળી રૂમઝુમ આજ,
વર્ષે પાછી વળશેજી.

સૌ જન મ્હાલે બહુ બહુ આજ,
દિલનાં દુ:ખડાં ભુલીજી.

રજધૂળ નિર્મળ ઘરને દ્વાર;
બેન ભરે રંગોળીજી,

બોલો વ્હાલાં બાળક આજ,
શાં શાં ખેલન કરશોજી ?

મીઠાં ભોજન કરશે માત,
ભેળાં થઇ સૌ જમશુંજી.

ઘરઘર દીવા દીપશે આજ,
તેની સંગે ભમશુંજી.

ફોડી ફટાકા ફટફટ આજ,
અન્તર ઉમંગે ભરશુંજી.

સુન્દર વસ્રો પહેરી આજ,
બાલકનૈયા બનશુંજી.

વઢયાં લડયાં તે ભુલશું આજ,
સંપ ધરી સંચરશુંજી.



૧૫૬૦૮

# મોતી

સુંદર બાગનું અનુપમ ફૂલ,
મોતીનાં કોણ કરશે મૂલ ?
ખીલ્યું કો કણબીને દ્વાર,
નહોતું ભાળ્યું એવું બાળ.

એક દિવસ ગઈ ખેતર માત,
કણબી થાક્યો જોઈ વાટ;
કાળાં વાદળ દીઠાં ગાઢ,
વિજળી ઝબકે પડતી ફાડ.

આખર બોલ્યો થાકી બાપ,
મોતી, જાઓ માને વાટ;
દીવો લઈને દોરો ઘેર,
નહીતર મારે જીવતર ઝેર.

ઉઠી મોતી હસતી જાય,
હાથે ફાનસ ડોલ્યું જાય;
ઘોર અંધારી કાળી રાત,
ક્યાંય ના દીસે માનવ જાત.

ચાલી મોતી આગળ જાય,
જાણે માડી દીઠી જાય;
ખાડા કોતર કુદી વાડ,
ચાલી ચાલી થાકી બાળ.

[ આ બાજુ મા! ઘેર આવી પહોંચે છે. ]

માત પિતાની દુઃખની રાત,
દુઃખીઆરાંની કાળી રાત;
બૂમો પાડી ખુટવ્યા સાદ,
થાકયા ખોળી ડુંગર પહાડ.

વ્હાણું વાયે નિજ ઘર જાય,
કણબી કણબણ રોતાં જાય;
'સ્વર્ગે મળશું મોતી બેટ,
લાડકવાયા મ્હારાં પેટ !'

ત્યાં તો દીઠી પગલી એક,
મોતીના એ પગની રેખ;
પગલે પગલે આગળ જાય,
પણ ના પગલી ઓછી થાય.

આખર આવ્યો લક્કડ પુલ,
નીચે વહેતાં ખળખળ પુર.
પુલ પર પગલી એની એજ,
બન્ને ચાલ્યાં જોતાં તે જ.

ભાંગ્યો તુટયો દીઠો પુલ,
અડધે જોતાં પગલી ડુલ !
ભાંગ્યાં ત્યાં કણબીનાં ઉર,
ખુટયાં ત્યાં કણબણનાં નૂર.



## ધોળુડો રંગ

હાંરે મ્હને વ્હાલો છે
આભલે ઉગેલા એ ચાંદલાનો ધોળુડો રંગ,
હાંરે બીજો વ્હાલો
કો તારલાના ટમટમતા તેજતણો ધોળુડો રંગ,
હાંરે મ્હને વ્હાલો છે
આભલે સરંતી કો વીજળીનો ધોળુડો રંગ,
હાંરે બીજો વ્હાલો
કો તેજવહી નદીઓનો ચકચકતો ધોળુડો રંગ,

હાંરે મ્હને વ્હાલો છે
ગોરાં ગોરાં પરિઓ શાં ફુલતણો ધોળુડો રંગ,

હાંરે બીજો વ્હાલો
સાગર કેરાં મોજાંના ફીણુતણો ધોળુડો રંગ,

હાંરે મ્હને વ્હાલો છે
માવડીનાં મોઘેરાં દુધ કેરો ધોળુડો રંગ,

હાંરે બીજો વ્હાલો
કો ગાવડીનાં મીઠાં ગોરસ તણો ધોળુડો રંગ,

હાંરે મ્હને વ્હાલો છે
સ્નેહઘેલી નિર્મળ બે આંખડીનો ધોળુડો રંગ,

હાંરે બીજો વ્હાલો
સૌભાગ્ય કેરી ઉજવલ બે પાંખડીનો ધોળુડો રંગ,

હાંરે મ્હને વ્હાલો છે
શરદ કેરી રાત્રિની ચાંદનીનો ધોળુડો રંગ,

હાંરે બીજો વ્હાલો
હિમશ્વેત બ્હેનીના ઓઢણાનો ધોળુડો રંગ,

હાંરે મ્હને વ્હાલો છે
દૂધ–ધોળાં તરતાં કો હંસલાંનો ધોળુડો રંગ,

હાંરે બીજો વ્હાલો
રબારી તારાં ગોરાં શાં ઘેટલાંનો ધોળુડો રંગ,

હાંરે મ્હને વ્હાલો છે
સૌ બાલતણા દુધીઆ એ દાંતતણો ધોલુડો રંગ,
હાંરે બીજો વ્હાલો
કે રંક એક ડોસીના દીવડાનો ધોલુડો રંગ,
હાંરે મ્હને વ્હાલો છે
શાહજાન તારી પ્રીત કેરા તાજતણો ધોલુડો રંગ,
હાંરે બીજો વ્હાલો
સર્વરંગી અકબરના ધર્મ કેરો ધોલુડો રંગ,
હાંરે મ્હને વ્હાલો છે
હીરલાનો ઝળહળતો સૂર્યસમો ધોલુડો રંગ,
હાંરે બીજો વ્હાલે
સ્વરાજતણી ઉજળી એ આશાતણો ધોલુડો રંગ,
હાંરે મ્હને વ્હાલો છે
દાદાજી તારી દાઢીને મુછતણો ધોલુડો રંગ,
હાંરે બીજો વ્હાલો
કે સંતતણા અંતર ઉજાસ કેરો ધોલુડો રંગ,
હાંરે મ્હને વ્હાલો છે
પરભુનો રચેલો સંસારે સૌ ધોલુડો રંગ,
હાંરે એક દવલો
કે કોઠભર્યા જીવતરનો દુઃખીઓ એ ધોલુડો રંગ,



# પારણાની દોર

કોણે હીંચોળી મારી પારણાની દોર ?
મારી કોણે હીંચોળી બેન, પારણાની દોર ?
રાતે હીંચોળી, મધરાતે હીંચોળી,
હીંચોળી સાંજ ને બપોર–મારી કોણે હીંચોળી૦

ચાંદા સરિખ એક માએ હીંચોળી,
તજી નીંદરડી ઘોર–મારી કોણે હીંચોળી૦
હરણી સરિખ એક બ્હેને હીંચોળી,
રોળી રમત રસબોળ–મારી કોણે હીંચોળી૦
બહાદુર બળીઆ એક વીરે હીંચોળી,
નચવીને પારણાના મોર–મારી કોણે હીંચોળી૦
નવલાં ભાભીએ અતિ વહાલે હીંચોળી,
બોલી કોયલશા બોલ–મારી કોણે હીંચોળી૦

ફઇબાએ વ્હાલે ઉમંગે હીંચોળી,
દઇને હાલરડાંનાં ડોલ–મારી કોણે હીંચોળી૦
સૌએ હીંચોળી ને તાતે હીંચોળી,
માણી ઉત્સવ અણમોલ–મારી કોણે હીંચોળી૦
રામલે હીંચોળી ને ભગલે હીંચોળી,
કોની ના પ્રીતડી અજોડ ?
મારી કોણે હીંચોળી બેન પારણાની દોર ?



# દીઠી

ફુલડાંની પાંદડીએ દીઠી
ચાંદાની કીકીઓમાં દીઠી
વાદળની ઝળીઓમાં દીઠી
ઝાકળનાં ટીપાંમાં દીઠી

પર્વતની ટોચોમાં દીઠી
સાગરની છોળોમાં દીઠી
પાતાળી ગવ્હરમાં દીઠી
અંધારી ખીણોમાં દીઠી

સૂરજના અંબારે દીઠી
રાત્રિના અંધારે દીઠી
વાયુના સુસવાટે દીઠી
વિજળીના ઝબકારે દીઠી

નવરંગી પક્ષીમાં દીઠી
ડોલંતાં વૃક્ષોમાં દીઠી
પત્થર ને પાષાણે દીઠી
માનવકુળને મુખડે દીઠી

રૂપરૂપને ભંઠારે દીઠી
વિરૂપતણા આભાસે દીઠી
હસ્તાના મુખડામાં દીઠી
રડતાના હૈડામાં દીઠી

પાપીને પગથારે દીઠી
ગુણિયલને ગુંજારે દીઠી
સ્વર્ગે દીઠી, નર્કે દીઠી
દેશવિદેશે સાધળે દીઠી

જુગટાને જુગારે દીઠી
ચોર લૂંટારા સૌમાં દીઠી
સૂનનતાને આરે દીઠી
અંતરને અજવાળે દીઠી

જનઉભરાતે ચૌટે દીઠી
નિર્જનતાને આરે દીઠી
જડને ચેતન સૌમા દીઠી
જ્યોતભરી આલમમાં દીઠી

# આવી સંધ્યારે !

સજી સાડી લાલ ગુલાલ આવી સંધ્યારે !
લઇ રજનીના પયગામ આવી સંધ્યારે !
ગિરિશૃંગે રવિ રેલાય આવી સંધ્યારે !
મધુ શીતળ વાયુ વાય આવી સંધ્યારે !
કરી ઘંટ તણા રણકાર આવી સંધ્યારે !
દઈ પડઘમના પડકાર આવી સંધ્યારે !
સૌ ટોળે પંખી જાય આવી સંધ્યારે !
કરી કિલકિલ સુંદર સાદ આવી સંધ્યારે !
સૌ ગાયો નિજઘર જાય આવી સંધ્યારે !
રણકા ઘંટડી કેરા થાય આવી સંધ્યારે !
રમી રમી થાકયાં બાળ આવી સંધ્યારે !
ફુલ પાંદડીઓ કરમાય આવી સંધ્યારે !
સૌ નરનારી હરખાય આવી સંધ્યારે !
દીવા ટમટમ સઘળે થાય આવી સંધ્યારે !

